## નોઆખલી અને બિહાર

# ખતમ કરો રમખાણની શાહીવાદી રમતને



આ પુસ્તિકામાં

- નોઆખલી અને બિહારના પાશવી હત્યાકાંડની દિલ કંપાવનારી કહાણી છે
- એ હત્યાકાંડો પાછળ છૂપાયેલાં શાહીવાદી કાવતરાંની નક્કર હકીકતો છે
- એ હત્યાકાંડ પાછળનાં કોંગ્રેસ–લીગના નેતાઓના રાજકારણની સમાલોચના છે
- એ હત્યાકાંડ સામે હિંદુ–મુસ્લિમ ભાંડુઓના જાન બચાવનાર વીર શ્રમજીવીઓની શેરદિલ કથાઓ છે
- કોમી રમખાણો સામે, શાહીવાદી ચાલ સામે હિંદુ–મુસ્લિમ જનતાના સહિયારા સંગ્રામની પ્રેરક તસ્વીર છે.

કિંમત ૩ આના



લોક પ્રકાશન ગૃહ : સેન્ડહર્સ્ટ રોડ : મુંબઇ ૪

# આમુખ

**શાહીવાદી** અને રમખાણો સામે લાલવાવટાની લડાઈની ગૌરવભરી વાતો 'જન-યુગ'માં આપી છે, તેમાંથી કેટલીક અહીં રજુ કરીએ છીએ. આ લેખો દ્વારા રમખાણો જગાવવાની અને ઉશ્કેરવાની શાહીવાદી ચાલને અમે ફરીથી ખુલ્લી પાડીએ છીએ. કોંગ્રેસ–લીગની નેતાગીરીની દેવાળિયા નીતિનાં કારમાં પરિણામોની સામે અમે લાલબત્તી ધરીએ છીએ. સાથોસાથ એ નીતિને ખતમ કરવા દેશભરના હિંદુ–મુસ્લિમ કામદારોએ જગાવેલી દિલેરી અને બલિદાનની મશાલ ઉંચી કરીએ છીએ. અંતે, કોમી રમખાણો સામે, બંગાળના કમ્યુનિસ્ટ દૈનિક પત્ર 'સ્વાધીનતા'ની રણહાક ફરી ગજાવીએ છીએ.



**ગુ**જરાતમાં ગોધરા, ડભોઈ, વડોદરા, રાજકોટ વગેરે સ્થળે હુલ્લડની આગને પ્રસરતી અટકાવવા લાલ વાવટાના કાર્યકરોએ અડીખમ જંગ આદર્યો હતો. હિંદુ–મુસ્લિમ કોમવાદીઓ, મૂડીવાદી માલિકો અને સડેલા અમલદારો આંતર–વિગ્રહના કાવત્રાં કરી રહ્યા છે, ત્યારે કામદારોએ "હિંદુ–મુસ્લિમ ભાઈ ભાઈ, સૌની દુશ્મન નોકરશાહી"ની રણહાક ગજાવી તેને ખતમ કરવાનો જંગ આદર્યો છે. હિંદુઓ વિરૂધ્ધ મુસ્લિમોની અને મુસ્લિમો વિરૂધ્ધ હિંદુઓની હડતાળોના ખતરનાક રાહની સામે બંગાળના હિંદુ મુસ્લિમ સંયુક્ત કામદારોએ બંગાળમાં ઠેર ઠેર કોમી રમખાણોની શાહીવાદી ચાલ સામે સહિયારી હડતાળનો હથોડો ઉગામ્યો છે. કલકત્તા, દાર્જીલિંગ, ચિંતાગોંગ, નેત્રકોણા વગેરે સ્થળે હજારો કામદાર અને કિસાનોએ રમખાણ વિરોધી હડતાળો પાડી છે

કલકત્તાએ સર્વપક્ષી નાગરિક સમિતિની સ્થાપના કરી નોકરશાહીની ગોઝારી નીતિને ખુલ્લી પાડી છે. તો સોળ સોળ વર્ષની જેલ ભોગવી છૂટેલા ચિંતાગોંગના ક્રાંતિકારીઓ ગણેશ ઘોષ, અનંત સિંહ અને અંબિકા ચક્રવર્તી અને બીજાઓ કોમી એકતાની અહાલેક ગજાવી ગામેગામ ઘૂમી રહ્યા છે. મિ. મુઝફ્ફર અહમદ અને ડૉ બસુની નેતાગીરી હેઠળ નોઆખલીમાં ભડકે બળતી કોમી આગને ઠાંભવાનું બીડું ઝડપી સંયુક્ત શાંતિ સમિતિઓ સ્થાપી, એકતાની ટુકડીઓને રમખાણો સામે લડવા મોકલી દીધી છે. વિદ્યાર્થીઓએ સરઘસો કાઢીને. સભાઓ ભરીને અને કામદાર કિસાન જનતાએ 'નોઆખલી દિન' 'બિહાર દિન' વગેરે ઉશ્કેરણી કરતા દિનોને હિંદુ–મુસ્લિમોની સંયુકત હડતાળોમાં ફેરવીને રમખાણો સામેનો મોરચો બાંધ્યો છે. આ રીતે, કામદારો અને કિસાનોએ રાષ્ટ્રિય ક્રાંતિના રાહ પર કૂચ આદરી દીધી છે. હિંદી જનતાના ભાગલા પાડી કૂચને અટકાવવાના શાહીવાદના દાવને શિકસ્ત આપવા તેણે કમર કસી છે. નેતાઓના બ્રિટિશ પર વિશ્વાસ રાખી, ભાંડુ સામે તલવાર ત્રાટકવાના ભુમબરાડાને જનતાનો આ પડકાર છે.

# નોઆખલીની નારકી લીલા

●

**— પૂરનચંદ્ર જોશી —**

**નોઆખલીમાં નરકની જ્વાલાઓ ભભૂકી ઉઠી છે. પાંચસો ચોરસ માઇલના વિસ્તારમાંના ૧ લાખથી વધુ માનવીઓના જાન એમાં સંડોવાયા છે. માનવતાને લાંછન લગાડે તેવા તમામ ગુનાઓ—ખૂન, લુંટ, આગ, ધર્માન્તર તથા સ્ત્રી બાળકોની ઉઠાંતરીના ગુનાઓ ખેલાઇ ગયા છે. આપણા વતનના ઇતિહાસમાં કદી ન જોવા મળે તેવાં એ અમાનુષી કૃત્યો છે! તમે ગમે તે રાજકીય મત ધરાવતા હો, પણ જો તમે સુઘડ હિંદી હશો તો આ નાચીજ નારકી લીલા તમને આઘાત લગાડયા વિના નહિ રહે.**

કમ્યુનિસ્ટ પાર્ટી એની ઉંડામાં ઉંડી હાર્દિક લાગણી સાથે હત્યાકાંડનાં ભોગ બનેલા પ્રત્યે મમતા વ્યકત કરે છે; અને પ્રતિજ્ઞા લે છે કે, આ દેશમાં જ્યાં જ્યાં કમ્યુનિસ્ટો વસે છે ત્યા ફરી કદી આવી નરક લીલા ન બને એ માટે અમે અમારી તમામ તાકાત ખરચીશું. અમને ખાત્રી છે કે અમારા આ કાર્યમાં સાધારણ હિંદુ-મુસ્લિમ કામદારો અને કિસાનોનો સાથ મળશે જ. કેમકે અમે જાણીએ છીએ કે સાધારણ માનવી-ભલે પછી તે હિંદુ હો યા મુસલમાન-માણસાઇના દુશ્મન સામે એકત્ર થઈ લડવા ઝંખે છે જ.

## કોમી આગ સામે ઝઝુમનાર વીરોને પાર્ટીની સલામી

● **કમ્યુનિસ્ટ પાર્ટી નોઆખલીનાં જે અનેક મુસ્લિમ કુટુંબોએ મુસ્લિમ ગુંડાઓ સામે** હિંદુ ભાઇઓને આશ્રય આપ્યા છે ને સલામતીને માર્ગે દોર્યા છે તેમને સલામી આપે છે-ભલે તેમનાં નામ અખબારોને પાને ન ચડયાં હોય.

● **કમ્યુનિસ્ટ પાર્ટી** નોઆખલીના કોંગ્રેસ, લીગ અને કમ્યુનિસ્ટ નેતાઓને ચામહાનામાં સંયુકત શાંતિ સમિતિ સ્થાપવા માટે અને ભાઇ ભાંડુના ખૂનની આગને બાકીના અર્ધા જીલ્લામાં ફેલાતી અટકાવવા માટે અભિનંદન આપે છે.

● **કમ્યુનિસ્ટ પાર્ટી હસનાબાદના હિંદુ-મુસ્લિમ કિસાનોની ગૌરવભરી મિસાલને આગળ ધરે છે**-જેમણે કોમિલા જીલ્લા ભાગી વળતી ગુંડાગીરીને મક્કમ મોરચાઓ માંડી વારંવાર ખાળી છે; અને જેઓ આશ્રિતો માટે આજે, જાતે ભયંકર

ગરીબીમાં જીવતા હોવા છતાં, રાહતના મથકો ચલાવી રહ્યાં છે.

● કમ્યુનિસ્ટ પાર્ટી એ વાત માટે ગૌરવ લે છે કે તેના બુઝર્ગ નેતા મુઝફ્ફર એહમદ જાતે એક ટુકડી લઈ નોઆખલીની દાનવ લીલા સામે બાથ ભીડવા જઇ પહોંચ્યા છે. એ એક માત્ર બંગાળી નેતા છે જેમની સાથે આ દિવસોમાં ય હિંદુ અને મુસ્લિમ સાથીદારો છે, જેઓ કુરબાની કરીને ય આ આગને બુઝાવવા અને નિરાધાર હિંદુઓને બચાવવા બહાર પડયા છે.

નોઆખલીના ભીષણ હત્યાકાંડના અંધકારમાં આવાં આ ઉજાસનાં કિરણોને કમ્યુનિસ્ટ પાર્ટી આવકારે છે, અભિનંદે છે. અને આ આશાઓની પૂંઠે વ્યવસ્થિત કામદાર અને કિસાન સંગઠનો છે, એ હકીકતની નોંધ લે છે. આજે દેશમાં જે બળો આંતર વિગ્રહની આગ ફેલાવવા મથે છે, તેમની સામે આ વ્યવસ્થિત દળો ઈન્કિલાબની જ્યોત ધરાવનારાં બળો છે.

અખબારોમાં અત્યાચારોની કંપાવનારી કથાઓ છપાયે જાય છે. ને ફરી ફરી અંગ્રેજોની સહાયતાની માંગ થયા કરે છે ! કોંગ્રેસ અને લીગ એક બીજા સામે કાતિલ દુશ્મની જાહેર કરી રહેલ છે, ત્યારે આ સૌની પાછળ દોરી સંચાર કરનારા ગુનેગાર પાખંડી હાથો ન્યાયાધીશનો સ્વાંગ ધરી મલકી રહ્યા છે !

એક ક્ષણ માટે યાદ કરો—એકેએક હિંદુ અને મુસ્લિમના દિલમાં આજે બ્રિટિશ માટે કેટલો કાતિલ ધિક્કાર અને એકતા માટે કેટલી લાગણી જલી રહી છે ! ગાંધી-જીન્નાની વાટાઘાટો પડી ભાંગી એ વાત સાચી છે પણ હિંદીઓ માટે જેમ એનો સબક શીખવાનો છે, તેવી જ રીતે બ્રિટિશોએ પણ યાદ રાખવાની જરૂર છે કે કોંગ્રેસ-લીગ કદી જ એક નહિ થાય એવી ભ્રમણામાંથી તેમણે ય નીકળી જવાની જરૂર છે.

## એ શાહીવાદી યોજનામાં કોમી આગના બીજ છે

થોડાક જ મહિના પહેલાંના પ્રસંગો યાદ કરો—કલકત્તામાં ને મુંબઇમાં—નાવિકોના બંડના દિવસો દરમિયાન શું બન્યું હતુ ?

● શું હિંદુ-મુસ્લિમો ત્યારે દુશ્મન સામે એકત્ર નહોતા બન્યા ? કોણ કહે છે કે, હિંદુ-મુસ્લિમ કદી જ એકત્ર થઈ શકે એમ નથી ?

આજે હિંદી ઈન્કિલાબ ધરતીમાંથી બહાર આવી રહ્યો છે; હિંદી ભિખવાદ તેને માથે ડોકાઇ રહ્યો છે !

બ્રિટિશ માલિકો હિંદી ઇન્કિલાબની આબોહવા સૂંઘી ગયા છે. માટે જ તો તેમણે હિંદને સદાને માટે ભિખવાદનાં વખ પાઈ ગુલામીમાં ઢબુડી રાખવાના અખતરા આરંભી દીધા છે.

બ્રિટિશોની નવી યોજના એનો જ એક દાવ છે. તેમણે કોંગ્રેસ અને લીગ બંનેને એમાં આબાદ રીતે ફસાવેલ છે. "આ તો આઝાદી માટેનું પગથિયું છે." યા "આમાં તો પાકિસ્તાનનાં બીજ પડેલાં છે..." બંને નેતાઓનાં આ વેણ આજે મિથ્યા બન્યાં છે.

આજે તો બ્રિટિશ યોજનાનો લાભ પોતાને પક્ષે લેવાના પ્રયાસોમાંથી આંતર

વિગ્રહની આગ જ વધુ ને વધુ ભભૂકી રહી છે. અને બ્રિટિશ વધુ ને વધુ તટસ્થાતાનો ડોળ કરી માથે ચઢી રહેલ છે.

એક જ દાખલો લો. ત્રાવણકોર દેશી રાજ છે. ત્યાં આજે ક્રાંતિની લહેરો જાગી ઉઠી છે ત્યારે એને કચડી નાખવા ત્રાવણકોરના દિવાન સર સી. પી. રામસ્વામીની મદદે બ્રિટિશ ફોજી વડેરાથી માંડી બ્રિટિશ વાઇસરોય ને ગવર્નર સૌ દોડી પહોંચે છે ! જ્યારે નોઆખલીમાં ? દિવસો સુધી આમાંનું ચકલુંય ફરકતું નથી !

**જ્યાં જનતા એકત્ર થઈ જંગે ચઢે છે ત્યાં બ્રિટિશ સત્તા તેને કચડી નાખવા દોડી પહોંચે છે ! જ્યાં ભાઈ ભાઈનાં ખૂન રેડાય છે ત્યાં બ્રિટિશ હકુમતને હાલતાં હાલતાં જ દિવસો વીતી જાય છે !**

આજે જ જ્યારે આની દશા છે, તો બંધારણ–સભા વખતે તો શી હશે ?

સાચી વાત તો એ છે કે, આપણે આવેશમાં આવી તત્કાલ બનતા બનાવો પાછળના સાચા ગુનેગારોને ભૂલી જઇએ છીએ. હકીકતે તો બ્રિટિશ યોજનાનું આ પ્રથમ પરિણામ છે.

**આમાંથી સૌથી મહત્વનો પાઠ જો આપણે શીખવો હોય તો એ છે કે,** બ્રિટિશ બંધારણના ઝેરી કુંડાળામાં દાખલ થયા પછી તેની અંદરથી આઝાદીનું અમૃત મેળવવાનો પ્રયાસ મિથ્યા છે. એમાંથી તો વધુ ને વધુ ઝેર જ નીકળશે. એમાંથી હિંદીઓની વચ્ચે જ વધુ ને વધુ યાદવાસ્થળી પાકશે ને બ્રિટિશોની ગુલામી જામશે !

## બ્રિટિશે કોમી આગનો દારૂગોળો બનાવ્યો–
## લીગે જામગીરી ચાંપી

**એ વિષે રજ માત્ર શંકા નથી કે આજનાં આ હુલ્લડોનું સીધું કારણ** તો લીગનાં "સીધાં પગલાં"ના ઠરાવ છે. એ 'સીધાં પગલાં' બ્રિટિશની સામે નહિ, પણ બ્રિટિશોની મહેરબાની છીતી લેવા માટે સૂચવાયાં હતાં. એનો હેતુ બ્રિટિશ યોજનાના પૂરેપૂરો લાભ લીગને મળે તે માટે વાઈસરોય પર દબાણ આણવાનો હતો. અને એથી એ 'સીધાં પગલાં'ની લડત હિંદુઓ અને કમ્યુનિસ્ટો સામે હતી. વચગાળાની સરકારને હિંદુ-રાજ તરીકે નવાજી તેની સામે મુસ્લિમોના ધિક્કારની હોળી પેટાવવાની કોશીશો થઈ.

**આનું પરિણામ નોઆખલી ને કલકત્તાથી બીજું શું હોઈ શકે ?**

*** બ્રિટિશોએ પૂર્વ ભૂમિકા તૈયાર કરી હતી.**

*** લીગ નેતાગીરીએ જામગરી ચાંપી દીધી !**

●

**લીગ નેતાઓ આજે આવી કશી જવાબદારીની ના પાડે છે. પરંતુ નોઆખલીના બનાવો પછી કશું ઢાંકયું રહેવું નથી.**

* ગુંડાઓ લીગનો ઝંડો લઈ ફરે છે.
* લીગનાં સૂત્રો પોકારતા તેઓ મુસ્લિમ અવામને પોતાની સાથે ખેંચે છે.
* લીગના ચંદો ઉઘરાવવાને નામે તેઓ લૂંટબાજી કરે છે.

* અને લીગ પ્રધાનમંડળ કશી ડખલ નહિ કરે એવી માન્યતાને જોરે તો આટલી હિંમત તેઓ કરી રહ્યા છે.

વળી એ વાત નોંધવા જેવી છે કે ૧૦ મી ઓકટોબરે શરૂ થએલ આ અત્યાચારો સામે લીગના પ્રાંતિક યા અખિલ હિંદના નેતાઓમાંથી કોઇએ વચગાળાની સરકારમાં આવ્યા ત્યાં સુધી એક હરફ પણ ઉચ્ચાર્યો નથી. ૧૫ મીએ લીગ વચગાળાની સરકારમાં જોડાઇ. તા. ૧૬ મીએ સુહરાવર્દીએ "અંધાધૂંધી"ની વાત કરી. અને છેક તા. ૧૯ મીએ બંગાળ લીગની કારોબારીએ એને વખોડતો ઠરાવ કર્યો. જ્યારે જનાબ જિન્નાને તો તા. ૨૪ મીએ 'માનવતા'ની વાત વિચારવાનો વખત મળે છે!

## જનતાને પ્યાદાં બનાવવાની ઉપલા વર્ગના નેતાઓની ચાલ

હિંદના રાજકારણમાં ઉપલા વર્ગના રાજદ્વારી નેતાઓનો હંમેશાં આ જ તરીકો રહ્યો છે. પહેલાં જનતાને ઉશ્કેરવી. પછી જો બાજી હાથથી બહાર છટકી જાય તો તેને તરછોડવી! અને એ રીતે, બ્રિટિશ સાથે સમાધાન કરી લેવાની તૈયારીઓ કરવા માંડવી!

આજ લગી કોંગ્રેસે હર લડત વખતે અહિંસાને નામે આ માર્ગ લીધો છે. આજે હવે લીગ "કાયદા અને વ્યવસ્થા"ને ઓઠીંગે એમ કરી રહી છે. લીગનો "સીધાં પગલાં"નો ઠરાવ વચગાળાની સરકાર અને બ્રિટિશ યોજના અંગે પોતાની બાજી જીતવા માટે માત્ર દબાણ આણવાની રમત હતી. મુસ્લિમ જનતાનો ઉપયોગ પ્યાદાં તરીકે કરવામાં આવ્યો છે. પરિણામે આજે મુસ્લિમ જનતા ભુલભુલામણીમાં પડી છે!

વળી લીગની નેતાગીરીએ શાંતિ અને પરસ્પર સહકારની જે અપીલ કરી છે તેનું રહસ્ય પણ સમજવા જેવું છે. વચગાળાની સરકારમાં દાખલ થતાં વાઇસરોય વેવેલને ચરણે ધરવી પડેલી એ કિંમત છે. તથા આ હુલ્લડોએ લીગને કપાળે જે મેશ ચોપડી છે તેને સાફ કરવી ય જરૂરી હતી.

પરંતુ જે બન્યું છે એ એટલું તો ભયંકર છે કે માત્ર શબ્દોનાં પાણી એને ધોઇ શકે એમ નથી. સાચાં કાર્યો ને કર્તવ્યો જ એ ધોઈ શકશે. નોઆખલીના બનાવો બાદ, બંગાળ પૂરતી તો લીગને માથે હિંદુઓનો વિશ્વાસ જીતી લેવાની જવાબદારી ઉભી છે. અને જો લીગ પ્રધાન મંડળ ઇચ્છે તો તે ઘણું કરી પણ શકે એમ છે—

* ગુનેગાર આગેવાનોને શિક્ષા કરો.
* ગુનામાં સંડોવાયેલા ને નાકાબેલ થયેલા તમામ અમલદારો ઉપર પગલાં ભરો.
* નિરાધારોને આશ્રય આપવા અને બચાવવા માટે સંયુક્ત કમિટિઓ સ્થાપી સહકારનો હાથ લંબાવો.
* તમામ પક્ષોની બંગાળ–શાંતિ–કમિટી સ્થાપી આખા બંગાળનો પ્રવાસ કરી

**ગભરાયેલા લોકોને ભાઈચારાની અને શાંતિની ખાત્રી આપો.**

*** બંગાળને બચાવવા માટે યોગ્ય અને ન્યાયી ધોરણે સરકારમાં જોડાવા કોંગ્રેસને આમંત્રણ આપો.**

**આ માર્ગે પગલાં ભરીને જ શાંતિ માટેની લાગણી લીગ પુરવાર કરી શકશે.**

## કોંગ્રેસના વલણનું પરિણામ

**અને હવે આપણે કોંગ્રેસના આ વિષેના વલણનો વિચાર કરીએ.**

કોંગ્રેસ લીગનો જાહેર ધુત્કાર કરી, વાઇસરોય અને ગવર્નરને શાંતિ જાળવવાની વિનંતી કરે છે ને જનતાને 'તમારાથી થાય તેટલું રક્ષણ કરો'ની સલાહ આપી નિરાંત વાળે છે!

હાલત જ એટલી ગંભીર છે કે જો કોંગ્રેસ આવું વલણ રાખે તો હિંદુ સભા ઉપર આવ્યા વિના ન રહે. કલકત્તા, મુંબઈમાં હિંદુ સભા વધુ લોકપ્રિય બની રહી છે. અને જ્યાં ત્યાં 'નોઆખલીના બદલા'ની હવા ફેલાઇ રહી છે. છાપરા (બિહાર) અને લુધિયાના (પંજાબ) આનાં એંધાણ છે. મુંબઈ અને કલકત્તામાં પણ ભડકા ઉંચા ચઢયા છે. દેશભરમાં હુલ્લડની હાલત વ્યાપી ગઈ છે.

## કામદાર વર્ગની જવાબદારી

આજે તો જ્યાં કામદાર વર્ગ સંગઠિત છે ત્યાં આ આગ ફેલાતી અટકી શકી છે આજે કામદાર વર્ગને માથે ભારે જવાબદારી ઉભી પણ છે. સાધારણ જનતાને તેણે માગ દાખવવાનો છે—

* હિંદી કામદાર વર્ગે બ્રિટિશ યોજનાને હુલ્લડખોરીની યોજના તરીકે જાહેર કરી આગ દેખાવો કરવા જોઇએ.

* કામદાર વર્ગે સંયુક્ત હિંદુ-મુસ્લિમ રક્ષણ સમિતિઓ સ્થાપીને તમામ હુલ્લાખોરોને મારી હઠાવવા જોઇએ.

* કામદાર વર્ગે હુલ્લડ વિસ્તારોમાં રાહત અને બચાવવાનું કામ ઉપાડી લેવું જોઇએ.

*** હિંદી કામદાર વર્ગે પોતાની હકની લડતો સર્વત્ર ફેલાવીને, હિંદુ-મુસ્લિમ એકતા આજ એક માર્ગે શકય છે એ વાત ફરી ફરી રજુ કરીને, જનતાને એ માર્ગે જીતી લેવી જોઇએ.**

* કામદાર વર્ગે કોંગ્રેસ અને લીગના અનુયાયીઓને ગળે એ વાત ઉતારવી જોઈએ કે ભાઈ ભાઇના આ ઝઘડાથી હિંદુ-મુસ્લિમ બંને તારાજ થશે. આ ઝગડાનો ઉકેલ માત્ર લોકશાહી સિદ્ધાન્તોને ધોરણે જ આવી શકે **એને માટે સૌથી પ્રથમ બ્રિટિશો સાથેની મૈત્રીને ફગાવી દેવી જરૂરી છે.**



# નોઆખલીમાં શાહીવાદી રમત

**નો**આખલીના હુલ્લડગ્રસ્ત વિસ્તારોને ફરતી ગુંડાઓની લોખંડી દીવાલ રચાઈ છે. લગભગ ૧૫ દિવસ સુધી બહારનો એક પણ ખબરપત્રી એ દિવાલને વીંધીને ભિતરની કાળી કથાઓને બહાર લાવી શક્યો નહોતો. અત્યાર સુધી અખબારોમાં છપાતી બધી યે વાતો નાસી છૂટેલા નિરાશ્રિતોના પાસેથી મળી છે.

પરંતુ ઓક્ટોબરની ૧૭ મીએ કિસાન સભાના એક કાર્યકર **માની રક્ષિત** એ લોખંડી દિવાલને ભેદીને ગામડે ગામડેથી અત્યાચારોની વિગતોને એકઠી કરી છે. ત્રણ દિવસ પછી ખુદ નોઆખલીમાં પહોંચીને તેમણે પાશવી લીલાને નજરે નીહાળી છે.

નોઆખલીની ૧૦ માઈલ ઉત્તરે **સોનાઈ મુરી** ગામથી અનાજનું રેશન લઈને સશસ્ત્ર પોલિસથી ભરેલી એક હોડી અંદરના ભાગમાં જતી હતી. બીજો કોઈ ઉપાય નહોતો એટલે રક્ષિતે આ હોડી મારફત રમખાણી વિસ્તારોની ભિતરમાં જવા પ્રયાસ કર્યો પણ પોલિસે એમને હોડીમાં લેવાની સાફ ના પાડી. આથી તેમણે હોડીની બાજુમાં ચાલવા માંડયું. અને થોડીવાર પછી પોલિસે હાર છોડી એમને હોડીમાં આવવા દીધા.

**પાંચ ગાંવ** નજીક તેમણે એક લુંગી જેવું ધોતીયું પહેરેલ અને માથે નવી સફેદ ટોપી પહેરેલ આદમીને જોયા. તેણે જણાવ્યું કે હુલ્લડખોરોએ એને વટલાવ્યા છે અને આવા પહેરવેશ પહેરવાની ફરજ પાડી છે. એની બધીજ મિલ્કત લુંટારાઓએ લૂંટી લીધી છે. વધુમાં તેણે જણાવ્યું કે સેંકડો ગામોમાં આવા બનાવો બન્યા છે.

પાંચગાંવના આખાયે બજારને લૂંટીને ખેદાનમેદાન કરવામાં આવ્યું છે. અડધો-અડધ દુકાનોને બાળવામાં આવી છે. વળી, રસ્તામાં એમને કેટલાક બળજબરીથી વટલાવેલા હિંદુઓ પણ મળ્યા. દરેક ઠેકાણે અને લુંટાયેલા બજાર પર પણ મુસ્લિમ લીગના લીલા વાવટાઓ ફરકતા હતા.

૧૮મીએ એમે **રામગંજ** થાણા પર પહોંચ્યા. રમખાણની સૌથી પહેલી શરૂઆત અહીં થઈ હતી અને અહીંજ સૌથી વધુ ખૂન-ખરાબી થઇ છે. પોલિસ સ્ટેશન પર આશરે ૮૦૦૦ નિરાધારો બેઠા હતા. એમની પાસેથી મને રમખાણની શરૂઆતની વિગત મળી : **ઓકટોબરની ૧૦ મીએ માજી ધારાસભ્ય અને જમીનદાર ગુલામ સરવરે એક જાહેર સભા ભર્યાં પછી તરતજ કારપરા, શાહપુર, નારાયણપુર વગેરે જગાએ જોરદાર હુમલાઓની શરૂઆત થઈ ગઈ હતી. બે દિવસમાં તો રામગંજ અને લક્ષ્મીપુરના વિસ્તારો ભડકે બળવા લાગ્યા હતા.**

## ગુંડાઓનાં સૂત્રો

ગુલામ સરવરના માણસો ગામના સૌથી ખરાબ માણસો તરીકે જાણીતા હતા. તેઓએ "કલકત્તાનું વેર લો...હિંદુઓએ આપણને ગરીબ રાખ્યા છે...સરકાર

આપણી સાથે છે..." વગેરે સૂત્રો બોલીને અને "હિંદુઓને મુસલમાન બનાવવા એ પૂણ્ય છે" એવાં ભ્રામક સૂત્રોથી ભોળા મુસ્લિમ ખેડૂતોની દુઃખી લાગણીઓને ખૂનામરકીના રસ્તે દોરી હતી. જે થોડાં ઘણાં મુસલમાનોએ એમનો વિરોધ કર્યો તેમને બળજબરીથી અને ધાકધમકીથી બેસાડી દેવામાં આવ્યા હતા.

મરણ પામેલાંની સંખ્યા વિષે અનુમાન કરવું હજી મુશ્કેલ છે. પરંતુ ચાર ગામડાંના નિરાશ્રિતો પાસેથી મળેલા આંકડા પ્રમાણે એ ચાર ગામોમાં ૧૨ ખૂન થયાં છે.

ભય અને ત્રાસની નિશાનીઓ હજી પણ નિરાશ્રિતોના ચહેરા પરથી ભૂંસાઈ નથી. સ્ત્રીઓ પણ એટલી બાવરી બની ગઈ છે કે એમને આજે શરમનું ભાન પણ રહ્યું નથી. પાસે રાંધવા ખાવાની કશી સગવડ નહિ હોવાથી તેઓ રેશનના અનાજનો ઉપયોગ પણ કરી શકતા નથી. આવી પરિસ્થિતિમાં ૧૦ બાળકોનો જન્મ થયો હતો. જેમાંથી બે તો સ્વર્ગે સીધાવી ગયા છે.

વળી, આ ૮૦૦૦ નિરાધારોમાંથી આશરે ૨૦૦૦ તો દશેરા ને દિવાળીની રજા પર પોતાના કુટુંબ સાથે વતનમાં આવ્યા હતા. પણ સરકારી વ્યવસ્થા એટલી નપાવટ છે કે તેઓ હજી સુધી પાછા ફરી શકયા નથી.

## ઉજ્જડ ગામડાંઓ

૧૯ મીએ હું લક્ષ્મીપુરની રાહત સમિતિ પાસે જઈ પહોંચ્યો. થોડાંક અઠવાડિયાં પહેલાં જ્યારે હું અહીં આવ્યો હતો ત્યારે અહીં માનવીની ભરતી ઉભરાતી હતી. પણ આજે અહીં વેરાન વ્યાપ્યું હતું.

લક્ષ્મીપુર તો કે કોમી આગમાંથી બચી ગયું છે તો પણ આજુબાજુના વેરાન થયેલાં ૨૦૦ ગામડાંમાંથી લગભગ ૪૦૦૦ માણસો અહીં આવીને રહ્યા છે.

અનાજની પારાવાર તંગી હોવા છતાં ય અહીં કેટલાક હિંદુ મુસ્લિમો સંયુકત પણે રાહત કાર્યો ચલાવી રહ્યા છે તો કેટલાક નવજુવાન નિરાશ્રિતો સ્વયંસેવકનું કામ કરી રહ્યા છે.

રામગંજમાં મને ખબર પડી કે ઓકટોબરની ૧૭ મીએ જીલ્લા મેજીસ્ટ્રેટ અને પોલિસ સુપ્રિન્ટન્ડન્ટે હુલ્લડખોરોના સરદાર ગુલામ સરવરને હિંદુ મુસ્લિમોની શાંતિ સમિતિમાં હાજરી આપવાનું આમંત્રણ આપ્યું હતું. ગુલામ સરવરે આવવાનુ વચન આપ્યું પણ એ ત્યાં ફરકયો જ નહિ.

## ગવર્નર બરોની 'ચિંતા'

ઠેઠ ૧૯ મી ૨૦ મીએ ગવર્નર બરોએ નોઆખલીના બનાવો અંગે પોતાની "ચિંતા" બતાવવા માંડી! એણે બે વાર વિમાનમાં બેસીને નોઆખલીની સફર પણ કરી! વળી, આચાર્ય કૃપલાણી પાસે તેમણે કબૂલ કર્યું કે "ગુન્હેગારો હજી

પકડાયા નથી એ એમની વાત સાચી છે" અને પોતે આ ગુંડાબાજીને દાબી દેવાનો મક્કમ નિરધાર કર્યો છે, એમ જણાવ્યું.

એટલું જ નહિ પણ ગાંધીજીના પ્રતિનિધિ અને બંગાળ પ્રાંતિક કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી. સુધિર ઘોષ પર પણ બરોએ એવી છાપ પાડી કે **શ્રી સુધિર ઘોષે** તરત જ જાહેર કર્યું કે "બંગાળના ગવર્નરપદનો મુગટ કાંટાળો છે. અને સર ફ્રેડ્રીક બરો જે એ કાંટાળા તાજને પહેરે છે તે આપણી સહાનુભૂતિના હકદાર છે."

પણ એમણે માત્ર ગાંધીજીના પ્રતિનિધિ પર જ પોતાની "ભલાઇ" ની છાપ નથી પાડી. લંડનની પાર્લામેન્ટમાં નોઆખલીનો "હેવાલ" મોકલીને એમણે લીગ પાસે પોતાની "નિષ્પક્ષતા" પણ બતાવી છે.

## લશ્કરની રમત

નોઆખલીમાં નોકરશાહી કલકત્તાના જેવી જ ચાલ રમી રહી છે. સ્થાનિક પોલિસ ફક્ત બાયલાપણું જ બતાવતી નથી. પણ ઉશ્કેરણીખોર બની છે. જ્યારે ખુનામરકી ચાલતી હતી ત્યારે સેંકડો નિરાધાર લોકો પોલિસ થાણા પર આજીજીઓ કરતા હતા. તો પણ હુમલાખોરોને દાબવા કશું ય કરવામાં આવ્યું નહતું.

વળી કલકત્તાના નોકરશાહોએ પણ રમખાણોને વધવા દેવાની એજ નીતિ અપનાવી હતી. રમખાણો શરૂ થયાં પછી ઠેઠ પાંચમે દિવસે બંગાળ સરકારે જાહેર કર્યું કે 'વિગતવાર અહેવાલની રાહ જોવાય છે.''

એટલું જ નહિ પણ ચિતાગોંગમાં બેઠેલો નોઆખલી વિભાગનો કમિશ્નર જરાયે હાલ્યો નહિ અને ૧૦ દિવસો થયા તો ય બંગાળ સરકારના કોઇપણ અધિકારીએ આ વિસ્તારની મુલાકાત લીધી નથી.

એક અઠવાડિયા પછી મિ. સુહરાવર્દી અને ગવર્નર બરો માત્ર રમખાણવાળા વિસ્તારો પર વિમાનમાં બેસીને ઉડયા જ હતા!

પરંતુ હકીકત તો એ છે કે તમામ સ્થાનિક રાહત સમિતિઓએ ફરિયાદ કરી છે કે એમને લશ્કરે જરાપણ મદદ આપી નથી. વળી, લશ્કરે મુસ્લિમ હુલ્લડખોરોની સામે ગુરખા ટુકડીઓને મોકલી પોતાની શાહીવાદી યોજના પ્રમાણે કોમી લાગણીને ઉશ્કેરવાનું કામ કર્યું છે.

આમ છતાં યે રાષ્ટ્રીય અખબારો જોરશોરથી માંગણી કરે છે કે લશ્કરના હાથમાં નોઆખલીની તમામ સત્તા સોંપી દો. પણ લશ્કરનો અત્યાર સુધીનો અનુભવ બતાવે છે કે શાહીવાદના લશ્કરને પોતાની આબરૂ સોંપવી એ કેટલું ખતરનાક છે.

## લીગ નેતાઓ જવાબદાર

અને આવી પરિસ્થિતિમાં લીગના નેતાઓ કયાં ઉભા છે?

હુલ્લડખોરોએ લીગને નામે જ ખુનામરકી કરી છે અને આ ઘોર કતલમાં હસ-

ડાયેલા હજારો મુસ્લિમ કિસાનો લીગમાં શ્રદ્ધા રાખે છે એની કોઇપણ લીગ નેતા ના પાડી શકશે નહિ.

વળી, ૧૮ મીએ સુહરાવર્દીએ આકાશમાંથી ઉડાડેલાં ચોપાનિયાંમાં મુસ્લિમોને અપીલ કરી છે કે "મધ્યસ્થ સરકારમાંથી મુસ્લિમ લીગને બહાર રાખવામાં આવી છે એવી લાગણી અત્યાર સુધી પ્રસરેલી હતી. પરંતુ હવે એવી લાગણીને કોઇ વ્યાજબી સ્થાન નથી..." આ શબ્દો શું બતાવે છે?

વળી, જ્યારે કોંગ્રેસ મધ્યસ્થ સરકારમાં જોડાઇ ત્યારે શું લીગ નેતાઓએ નહોતું કહ્યું કે મુસ્લિમોની ખરી દુશ્મન કોંગ્રેસ છે અને એની સામે એમણે લડવાનું છે?

**આ બધા ઉપરથી ચોકખું જણાય છે કે આ રમખાણોની પાછળ લીગની ગંભીર જવાબદારી રહેલી છે.**

અને આમ છતાં ય મિ. સુહરાવર્દી હિંદુ મુસ્લિમ જનતાની આંખમાં ધૂળ નાખવાનો પ્રયત્ન કરી રહ્યા છે.

ઓકટોબરની ૧૬ મીએ અખબારી પરિષદમાં તેમણે જાહેર કર્યું કે પોલિસ ગુલામ સરવરની તપાસ ચલાવી રહી છે. જ્યારે જીલ્લા મેજીસ્ટ્રેટ અને પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટે એ વખતે ગુલામ સરવરને શાંતિ સમિતિમાં આવવાનું આમંત્રણ આપતા હતા!

વળી, ૧૯ મીએ ગવર્નર નોઆખલી પર ઉડી આવ્યા પછી સુહરાવર્દીએ જાહેર કર્યું કે 'નોઆખલી હવે હુલ્લડથી તદ્દન મુકત બન્યું છે.'

અને બીજે જ દિવસે એમણે જણાવ્યું કે એ બધું ય 'માત્ર અંધેર' છે. એટલે જાણે કે લીગને એ સાથે કંઈ લાગતું વળગતું જ નથી.

# નોકરશાહીની ચાલ

આખાયે સપ્ટેમ્બર મહિના દરમ્યાન નોઆખલીના હિંદુ મેજીસ્ટ્રેટ અને મુસ્લિમ પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટે હુલ્લડખોરોની તૈયારીઓને બેકાબુ ચાલવા દીધી હતી. એટલું જ નહિ પણ આ તૈયારીઓ વિરૂધ્ધ જ્યારે અનેક ફરિયાદો કરવામાં આવી હતી ત્યારે એને અવગણવામાં આવી હતી.

અને રાઈટર્સ બિલ્ડીંગના ગોરા સાહેબોને મન તો નોઆખલીનાં રમખાણો એક સુંદર તક હતી. કારણ કે એક બાજુથી પોતાની નોઆખલી સામેની 'તટસ્થતા' ને લીધે લીગને ખુશી કરાશે અને બીજી બાજુ દોષનો આખોયે ટોપલો લીગને માથે જ ઢોળાશે અને એ રીતે હિંદુ–મુસ્લિમોને લડાવી હિંદની લૂંટથી પોતાનાં ખીસાં ભરાશે.

વળી, એક રીતે નોઆખલી આ ગોરા માલિકોને મન કાંટા રૂપ હતું. કારણકે અહીં દુકાળ અને લડાઇને લીધે લોકોનો શાહીવાદ સામેનો અસંતોષ ધુંધવાતો હતો અને કોઇપણ પળે સરકાર સામે લોકોના જુવાળ ફાટી નીકળવાની ધાસ્તિ હતી. આથી નોઆખલીની કોમી આગે ગોરા શાહોના હૃદયને ટાઢક પણ આપી હતી.



# હસનાબાદનો લાલ કિલ્લો

**નો**આખલીના અત્યાચારોની ખબર મળતાં જ બુઝર્ગ કમ્યુનિસ્ટ નેતા બિ. મુઝફર અહમદ, ગોપાલ હલ્દર અને ખોકા રોય આ વિસ્તારોની મુલાકાતે ઉપડી ગયા. વિમાનોમાં ઉડી ઉપરથી તપાસ કરવા નહિ, પણ આગને ડાંભવા, રાહતના કાર્યને યોજવા આ નેતાઓ જાનના જોખમે આ તોફાની જીલ્લામાં પહોંચી ગયા. તેમની સાથોસાથ જ, કિસાનસભાના આગેવાન બિ. અબ્દુલ્લા રસુલ અને પીપલ્સ રીલીફ કમિટીના નેતા ડોકટર બિ. કે. બસુ સ્વયંસેવકોની એક ટુકડી સાથે કોમિલ્લા વિસ્તારમાં ઉપડી ગયા.

● બંગાળ કમ્યુનિસ્ટ પાર્ટી અને 'સ્વાધીનતા' અખબારે રમખાણો સામે જંગ માંડયો. બંગાળ પાર્ટીએ નોઆખલી અને ટીપેરાના દરેક પાર્ટી સભ્ય અને હમદર્દોને ગુંડા ટોળીઓના સામનો કરવા અને રાહત માટે કાર્ય આરંભવાનો આદેશ આપ્યો.

● બંગાળના જાણીતા કામદાર આગેવાનો બિ. મહમદ ઇસ્માઇલ, અબ્દુલ હલીમ ખાન, સરફુલ રહમાન, અબ્દુલ રઝાક અન્સારી, અને ચતુરઅલીએ કામદારોને કોમી આગ સામે સંયુક્ત જંગ માંડવાનો આદેશ આપ્યો.

● બંગાળના કિસાન આગેવાનો મુઝફર અહમદ, અબ્દુલ રસુલ અને બંગાળ કિસાન સભાના મંત્રી મન્સુર હબીબે લીગની નેતાગીરીની ટીકા કરી હિંદુ–મુસ્લિમ કિસાનોને રમખાણોની દાનવલીલાનો સામનો કરવા હાકલ કરી છે.

અને કામદાર કિસાન જનતા મેદાને પડી-રમખાણોની દાનવલીલાને પડકારી છે. હસનાબાદમાં કોમી બિરાદરીનો ઇતિહાસ રચાયો છે.

**નોઆખલી જો આપણી શરમ હોય તો હસનાબાદ આપણું ગૌરવ છે.**



**નો**આખલીની નારકી લીલાનો સામનો કરતો અને એને આગળ વધતી અટકાવતો હસનાબાદનો લાલ કિલ્લો અડીખમ બનીને ઉભો છે. ટિપેરા જીલ્લાનાં એકસો એંસી ગામડાઓમાં વસતા ૮૦,૦૦૦ હિંદુ–મુસ્લિમોને નોઆખલીની કોમી આગને બચાવી લેનાર હસનાબાદ કિસાનસભાના લાલ ઝંડાનું થાણું છે. ત્યાંનાં હિંદુ–મુસ્લિમ કિસાનોએ ૧૯૩૦ થી લાલ ઝંડાના નેજા હેઠળ જમીનદારી જુલમો સામે લડતાં લડતાં શાહીવાદી ગોળીઓનો ય સામનો કર્યો છે. અને યુધ્ધના કારમા દિવસોમાં પણ આ બહાદર કિસાનોએ કિસાનસભાની દોરવણી હેઠળ નફાખોરી અને કાળાં બજારો સામે સંયુક્ત જંગ માંડયો હતો. અને આજે ય તેઓ ખભેખભા મિલાવી કોમી ઝેરની આગ સામે વીરતા પૂર્વક ઝુઝી રહ્યા છે. જ્યારે હિંદી આઝાદીની લડતનો ઇતિહાસ લખાશે ત્યારે આ ૧૮૦ ગામના હિંદુ–મુસ્લિમ લાલ કિસાનોની વીર લડતો સુવર્ણ અક્ષરે દીપી નીકળશે.

નોઆખલીમાં કોમી આગ ફાટી નીકળી એ પહેલાં અને પછી પણ હુલ્લડગ્રસ્ત વિસ્તારોમાંથી નિરાશ્રિતો હસનાબાદમાં આવવા લાગ્યા હતા. આવા ૫૦૦૦ નિરા-

શ્રિતોને ગરીબ પણ ઉદાર હસનાબાદે આશરો આપ્યો ને તેમને માટે મોટાં રસોડાં ખોલ્યાં. તેમનાં દુઃખદર્દો ઓછા કરવા હસનાબાદે શકય તેટલું બધું ય કર્યું. હસનાબાદ એમને માટે એક નવી જ દુનિયા બની!

જ્યારે હસનાબાદથી માત્ર બે માઈલ દુર ગામડાંઓમાં ભાઇ ભાઇનાં ગળાં કપાતા હતા, ત્યારે અહીંના હિંદુ–મુસ્લિમો તો જાણે એકબીજાના ભાઇ જ ન હોય!

નોઆખલીમાં શરૂ થએલ લુંટ અને અત્યાચારની આગ ટીપેરા જીલ્લામાં પ્રવેશવા લાગી. ગુંડાઓના ટોળાંઓએ આ જીલ્લાની સરહદનાં દસ ગામો લૂંટયાં ને બાળ્યાં.

પણ હસનાબાદમાં ગ્રામ્યજનતાએ લાલ ઝંડાની દોરવણી હેઠળ ગુંડાઓનો સામનો કર્યો.

બહારના પાંચસો ગુંડાઓએ ગામ પર હલ્લો માંડયો. એક, બે ત્રણ વાર ગુંડાઓની સામુદાયિક ટોળકીએ હસનાબાદના ગઢ પર નિષ્ફળ હુમલાઓ કર્યા. પણ હાડમાંસની દિવાલ રચી આ હિંદુ–મુસ્લિમ ગ્રામ્યગણોએ તેના મક્કમ મૂકાબલો કર્યો. ગામની આબરૂ ને રક્ષા માટે હિંદુ-મુસ્લિમ કિસાનોએ લાલ વાવટાની આગેવાની નીચે વિજયી જંગ ખેલી લીધો

ગામને સામે પારથી ગુંડાઓની ચેતવણી આવી: "અમે તમારા ગામોને ખેદાન મેદાન કરી દેશું. તમારા નેતાઓના ખૂન કરીશું. માટે નિરાશ્રિતોને અમારે હવાલે કરી ઘો."

પણ કિસાનોના સંયુક્ત સૈન્યે તેમની આ ધમકીને ખુલ્લો પડકાર આપ્યો: "ખબરદાર ફરી આ તરફ નજર કરી છે તો; તમારી દુષ્ટ લીલા અહીં નહિ ચાલે."

હિંદુ–મુસ્લિમોની બિરાદરીની મજબુત દિવાલ જોઈ ગુંડાઓએ અંદરથી તોફાન કરાવવાનો પેંતરો રચ્યો. ગુંડાઓના જાસુસો મુઝફ્ફરજંગ અને બરૂરા બજારમાં આવી પહોંચ્યા હતા. એમણે હુલ્લડની અફવાઓ ફેલાવવા માંડી. દુકાનો ફટોફટ બંધ થવા માંડી. ગામમાં ભયની લાગણી ફેલાઈ ગઇ.

તરત જ કિસાન સભાએ જાહેર સભાઓ ભરીને ગુંડા તત્વોને સખ્ત ચેતવણી આપી. કિસાન સભાના ૧૦૦૦ હિંદુ–મુસ્લિમ સ્વયંસેવકોએ રાત–દિન ખડી ચોકી કરી, ગુંડાઓના દલાલોને હટાવવા લાગ્યા. કોમી આગની જ્વાલાઓ કિસાનોના પોલાદી ગઢની એક રાંગ પણ તોડી શકયા નહિ. ગુંડાઓએ ફરી એકવાર હલ્લો કર્યો, પણ નિષ્ફળ!

છેવટે ગુંડાઓએ મુસ્લિમ કિસાનોને અપીલ કરી: અમે તમારી સામે નથી લડતા; તમારે તો હિંદુઓ સામેના આ ધાર્મિક યુધ્ધમાં ટેકો આપવો જોઈએ. પણ લાલ વાવટાના મુસ્લિમ કિસાનોએ તેમને પડકાર આપ્યા ને પોતાની ચોકી મજબુત બનાવી તેમને દૂર ફગાવી દીધા.

દૂર દૂરના ગામોના ૫૦૦૦ નિરાશ્રિતો હસનાબાદના રણદ્વિપમાં આશરો લેવા લાગ્યા. સ્થાનિક કમ્યુનિસ્ટ કિસાન આગેવાનો બિ. ચંદ્રશેખર, ફાની મુજુમદાર, અને ઇમેતુલ્લાહ ગામે ગામે સંયુકત સંરક્ષણ દળો સ્થાપી રહ્યા છે. ગુંડાઓનો સામનો કરવા, અને રાહત કાર્ય ઉપાડવા જીલ્લાભરમાં ધુમી રહ્યા છે. ગાલીમપુર અને બરૂરામાં પણ બિ. યાકુબ, અબ્દુલ ગની, યુસુફઅલી વગેરે આગેવાનોએ ૨૦૦૦ કિસાનોનું દળ ઉભું કર્યું.

પણ આ બહાદરો હસનાબાદનો લાલ કિલ્લો સાબુત રાખી, રમખાણગ્રસ્ત 'કાળા પ્રદેશોમાંના' ઘેરાયેલા લોકોને બચાવવા પણ મેદાને પડયા હતા.

નોઆખલીના **સુરેન** ગામમાંથી ચીસ આવી કે ૩૦૦ ના જાન જોખમમાં છે; તાબડતોબ મદદ કરો. તરત જ કિસાનોની લાલ ટુકડી ૯ બોટો એકઠી કરી સુરેન ગામ ઉપડી. ત્યાં જાનના જોખમે અને વીરતાપૂર્વક ૩૦૦ માંથી ૨૫૦ ના જાન બચાવ્યા. અને ૧૮૦ ગામોમાં સંયુકત સભાઓ અને સરઘસો દ્વારા હસનાબાદે રમખાણો સામે યુદ્ધ અણનમ જારી રાખ્યું...

અને ડો. **બસુની** દોરવણી હેઠળ ગએલ પીપલ્સ રીલીફ કમિટીની ટુકડીઓએ ઠેર ઠેર રાહત કેન્દ્રો ખોલ્યા. ચાંદપુર, હસનાબાદ અગ્રતલા અને ખીલાપરમાં તબીબી અને દુગ્ધ કેન્દ્રો શરૂ કર્યા. એટલું જ નહિ પણ ચાંદપુરના ૧૫૦૦૦ નિરાશ્રિતોમાંના ૫૦૦૦ના એક રાહત કેમ્પની ગોઠવણ સંભાળી લીધી.

બંગાળના ભૂખમરા વખતે કશાય ભેદભાવ વિના, તનતોડ કામ કરનાર આ પીપલ્સ રીલીફ કમિટીએ આમ રમખાણ સામે ય યુદ્ધ આદર્યું. જાનના જોખમે ટુંકે પૈસે આ બહાદરો બીરાદરીનું, માનવસેનાનું રાહત અને રક્ષણનું ઉમદા કાર્યમાં ગળાડુબ મચ્યા રહ્યા.

ને આ રીલીફ કમિટીના કોષાધ્યક્ષ અને બંગાળના જાણીતા કોંગ્રેસી કાર્યકર **પ્રો. કે. પી. ચટોપાધ્યાયે** હિંદને રાહત માટે દવા, કપડા અને પૈસાની અપીલ કરી.

ટીપેરાના જાણીતા કોંગ્રેસી આગેવાનોને પણ હસનાબાદમાં નવી દુનિયાનું દર્શન થયું. નોઆખલીમાંના કોંગ્રેસી ધારાસભ્ય શ્રીમતી **આશાલતા સેને** હસનાબાદની કોમી બિરાદરીની જ્વલંત જ્યોતને બિરદાવતાં જણાવ્યું: "આવા હૃદયદ્રાવક અને કરૂણ વિતકોની વચ્ચે અને ભાઇ-ભાઈની અભેદ્ય એકતા ટકાવી પીડિતોને રક્ષણ આપતા હસનાબાદ હિંદુ-મુસ્લિમો જોઇ મેં રાહતની લાગણી અનુભવી છે.

જ્યારે દોઢ માઈલ દૂર એક પાડોશી બીજા પાડોશીને લુંટતો અને જાનથી મારી નાખતો, ત્યારે અહીં હસનાબાદના હિંદુ-મુસ્લિમ આમલોકોએ આ કોમી હાહાકારથી આ વિસ્તારને બચાવી લીધો છે.

**બળબળતા રણમાં હસનાબાદ તો એક ઠંડક પ્રેરતો રણદ્વીપ છે."**

*

હસનાબાદનો જંગ જારી છે. તે બંગાળ, બીહાર અને હિંદભરના હિંદુ-મુસ્લિમોને પોતાનો સંદેશો મોકલે છે:

**"હિંદવાસીઓ, આ રીતે હાથમાં હાથ મિલાવી, કોમી નારકી લીલાના સર્જકોના હાથ હાંભી દો. આપણા મહાન દેશમાં થતા બ્રિટિશ-પ્રેરિત રમખાણો સામે આવી રીતે જંગ આદરી દો.**

**હિંદુ-મુસ્લિમ ભાઈઓ! પડો મેદાને, ઝાટકો એકતાની તલવાર, ખત્મ કરો રમખાણના રાજકરણને."**



# શહીદને સલામી

**બિ. લાલમોહન સેન** સંદ્વિપમાં પ્રકટેલી કોમી આગની સામે લડતાં લડતાં શહીદ થયા છે.

ચિત્તાગોંગ શસ્ત્રાગાર ધાડ કેસના

તેઓ કેદી હતા. અને વર્ષોની કાળી જેલ ભોગવીને હજી હમણાં જ પોતાને વતન સંદ્વિપમાં પાછા ફર્યા હતા.

વિદ્યાર્થી અવસ્થામાં જ તેમણે આઝાદીનો ભેખ ધારણ કર્યો હતો અને ક્રાંતિકારી વીર અનંતસિંહની ટુકડીના તેઓ સાથીદાર બન્યા હતા. પરદેશી લુંટારાઓને દેશમાંથી હાંકી કાઢવા તેમણે માથું મૂકીને અનેક જંગ ખેલ્યા હતા. જેલની ભયંકર યાતનાઓ અને શાહીવાદની લાલચો સામે તેઓ ઝઝુમ્યા હતા.

પોતાના બીજા ક્રાંતિકારી સાથીદારોની માફક તેમને પણ હિંદની હિંદુ–મુસ્લિમ જનતામાં અખૂટ વિશ્વાસ હતો. અને આથી જ તો થોડા દિવસો પહેલાં જ્યારે તેઓ વતનમાં પાછા ફર્યા ત્યારે હિંદુ–મુસ્લિમોની યાદવાસ્થળીને અટકાવવા તેમણે પોતાનો જાન પાથર્યો છે. કમ્યુનિસ્ટ પાર્ટી એમને હાર્દિક અંજલિ આપતાં પોતાનો લાલ ઝંડો નમાવે છે.



# બિહારની શરમનાક કથા

**બિ**હાર એટલે ગૌતમ બુધ્ધની **પૂણ્યભૂમિ-હિંદી સંસ્કૃતિનો અગાધ ભંડાર.** ૧૯૩૪ માં બિહારના કારમા ભૂકંપે કરોડો હિંદીઓનાં હૈયાં હચમચાવી મૂક્યાં હતાં. એ વખતે બિહારના નિરાધારો માટે **હિંદની અન્ય પ્રજાઓએ**-ગુજરાતી,મરાઠી,પંજાબી, સીંધી, બંગાળી, આંધ્ર, તેલુગુ વગેરેએ છુટે હાથે મદદ કરી પોતાની સાચી એકતા અને સહાનુભૂતિ બતાવી હતી. પરંતુ આજે એ જ બિહારમાં આથી યે ભયંકર **નૈતિક ભૂકંપ** આવી ગયો છે. સારીયે હિંદુ-મુસ્લિમ જનતાને કપાળે કોમી રમખાણોએ કાળી ટીલી ચોડી છે. આજે મિત્રો દુશ્મનો બની ગયા છે. રમખાણોની ભયંકરતાએ નિરાધારોની બીકને જ હરી લીધી છે. હાથ કપાયેલાં બાળકો નથી રડતાં કે નથી હસતાં -માત્ર બાઘાની જેમ જોયા જ કરે છે. અપહરણ અને બળાત્કારની વાતો જે હજી સુધી છાપાંઓમાં નથી આવી તે હવે ટપકવા લાગી છે.

## નૈતિક ભૂકંપ

● માલ-મિલ્કતની નુકશાનીનો સત્તાવાર કે બિનસત્તાવાર આંકડો હજી મળ્યો નથી. 'સ્ટેટસમેન' છાપાના ખબરપત્રીના કહેવા પ્રમાણે બિહારનો ૪૦૦૦ ચો. માઇલનો વિસ્તાર કોમી આગમાં ભરખાયો હતો. પરંતુ અમારા બિરાદરોના અહેવાલ પ્રમાણે આ આંકડો ૨૦૦૦ ચો. માઇલનો લાગે છે.

● એ જ પ્રમાણે કુલ ૫૦૦૦ ગામડાંઓ કોમી રમખાણોમાં સંડોવાયા હોય એમ લાગે છે અને કુલ **નિરાધારોનો** આંકડો અડધાથી એક લાખ સુધીનો માનવામાં આવે છે. ત્યારે કતલ થયાની સંખ્યા સરકાર ૫૦૦૦

ની કહે છે; અમારા રિપોર્ટરના માનવા મુજબ ૧૫૦૦૦ જેટલી છે; જો કે બીજી અખબારો ૩૦ થી ૫૦ હજારનો આંકડો આપે છે તે કેવળ અતિશયોક્તિભર્યો છે.

● કમનસિબ નિરાધારોએ પાછળ છોડી દીધેલા પાક અને ઢોર ઢાંખરને ગુંડાઓએ લૂંટી લીધા છે અને બધું યે મેદાન મેદાન કર્યું છે. આ હકીકત અનાજની તંગીમાં વધુ ઉમેરો કરે છે.

● બિહારમાં ચાલેલી આ ભયંકર ખૂનરેજી અને હેવાનિયતની પાછળ ફકત ગોરા સાહેબો, જમીનદારો અને નફાખોરોનો જ નહિ પણ હિંદુ મહાસભા જેવા એમના પ્રત્યાઘાતી કાંધિયાઓનો પણ કાળો હાથ છે.

ગોરા નોકરશાહો અને એમના કાંધિયાઓની નીતિ કોમી હુલ્લડખોરોના હાથમાં છૂટી લગામ આપવાની અને હુલ્લડોને ફેલાવા દેવાની જ હતી. નીચેના દાખલાઓ આ વાતને ફરીથી સાબીત કરે છે.

## કોમી આગની પાછળ કાળા હાથો

**એક ગોરા પોલિસ સુપ્રિન્ટન્ડન્ટે** "હુલ્લડ કાંઈ એટલું બધું ફેલાયું નથી અને કાંઈ ખૂનરેજી થઈ નથી" એમ કહીને ગડબડવાળા વિસ્તારમાં સશસ્ત્ર પોલિસ મોકલવાની સાફ ના સુણાવી છે. વિશ્વાસ લાયક માણસ મારફત જાણવા મળ્યું છે કે આ વાત પંડિતજીને કરવામાં આવી છે.

**જમાલપુર નજીક** જ્યારે હુલ્લડ ફાટી નીકળ્યું અને ખૂનરેજી શરૂ થઇ ત્યારે ત્યાંની એક વર્કશોપના કારકુનોએ ગોરા માલિક પાસે જઇ વર્કશોપ બંધ કરવાની માંગણી કરી હતી. અને એણે જવાબ આપ્યો કે,

"હું કાંઈ હજી ૧૯૪૨ ને ભૂલ્યો નથી"

## જમીનદારોની ખૂની "પરિષદો"

**ગયા જીલ્લાની કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી. શત્રુઘનશરણ સિંહે** બિહારના પ્રધાનોને એવું જણાવ્યું હોવાનું કહેવાય છે કે ગયા જીલ્લામાં થયેલાં હુલ્લડો જુદા જુદા વિભાગોમાં થયેલી જમીનદારોની પરિષદોનું જ પરિણામ છે. **જહાનાબાદના** જમીનદારોએ ૨૮ મીએ પરિષદ ભરી કે બીજે જ દિવસે હુલ્લડો ફાટી નીકળ્યાં અને ૧ લીએ તો ભયંકર ખૂનરેજી પણ ચાલુ થઇ હતી. **નવાદાહની 'પરિષદ'ને** બીજે દિવસે ૨ જી અને ૩ જીએ આજુબાજુનાં ગામો કોમી આગમાં ભરખાયાં હતાં.

વળી, શ્રી. શત્રુઘનશરણ સિંહે આ "પરિષદો" પર પ્રતિબંધ મૂકવાની માંગણી કરી હતી. પરંતુ જીલ્લાના સત્તાવાળાઓએ એને ગણકારી નહિ.

જમીનદારો અને એમનાં છાપાંઓ **"ઇન્ડિયન નેશન" અને "આર્યાવર્ત"** માત્ર કોમી ઝેરને જ ફેલાવ્યું હતું એટલું જ નહિ પણ કેટલાક જમીનદારોએ અને એમના માણસોએ ગામના ગુંડાઓને હથિયારો અને પૈસા છૂટથી આપ્યાં હતાં.

**વળી, ખૂની ટોળાંને દોરવણી આપવા માટે એક મઠના મહંતને માથે વોરંટ પણ કાઢવામાં આવ્યું છે.**

આ કોમી હુલ્લડોને જગાવવામાં નફાખોરો અને જમીનદારોનો એક માત્ર ઉદ્દેશ હિંદુ-મુસ્લિમ કિસાનો અને કામદારોના એમની સામેના જુવાળને કચડી નાખવાનો જ છે. બ્રિટિશ શાહિવાદનો પણ હુલ્લડો પાછળ આજ હેતુ છે.

એક ગામમાં એક મિલ માલેકે હુલ્લડ

ખોરોને તૈયાર કર્યા હતાં એટલું જ નહિ પણ અણધાર્યો હુમલો કરવાની સુચના આપવા તેણે પોતાની મિલનું ભૂંગળું વગાડયું હતું...... અને તરત જ ગામમાં ખૂનરેજી અને કાપા કાપી શરૂ થઈ હતી.

## કોમી રમખાણોનું આત્મઘાતક પરિણામ

દેશભરમાં ફાટી નીકળેલી આ ભયંકર યાદવાસ્થળીનું એક અનિવાર્ય પરિણામ તો એ આવ્યું છે કે, આપણી હિંદુ–મુસ્લિમ એકતાની રાષ્ટ્રીય ચળવળમાંથી લોકોનો વિશ્વાસ ઉઠતો જાય છે એટલું જ નહિ પણ આજે કોંગ્રેસજનો વધુ ને વધુ કોમી બનીને પ્રત્યાઘાતી હિંદુ મહાસભાવાળાઓના હાથમાં ફસાતા જાય છે.

●

# હુલ્લડની પાછળના કાળાં હાથો

**બી**જા વિશ્વ યુદ્ધપછી હિંદી જનતામાં અપૂર્વ જાગૃતિનો જુવાળ આવ્યો છે. આઝાદ હિંદ ફોજના બનાવો, હિંદી નાવિકોના બળવો, તાર–ટપાલની હડતાળો, કાશ્મિરી જનતાના જંગ વગેરે આના પુરાવા છે. હિંદી જનતાના આ જુવાળથી ગભરાઈને બ્રિટિશ શાહીવાદે ત્રણ જાદુગરોને મોકલી હિંદના નેતાઓને ગળે શાહીવાદી યોજનાને વળગાડી દીધી. યોજનાનું ફળ આજે દેશભરમા ફાટીનીકળેલાં હિંદુ મુસ્લિમ રમખાણો છે. પોતાની સામેના હિંદુ મુસ્લિમોના સંયુક્ત જુવાળને બ્રિટિશ શાહીવાદે આ યોજનાથી કોમી હુલ્લડોમાં પલટાવી નાખ્યો છે. આ યોજના દ્વારા જ તેણે કોંગ્રેસ અને લીગને એક બીજાના કટ્ટર દુશ્મન બનાવ્યા છે.

બિહાર અને નોઆખલીનાં રમખાણોમાં બ્રિટિશ શાહીવાદનો ગોઝારો હાથ કામ કરી રહ્યો છે એ નીચેની હકીકતો કહે છે. જેમ જેમ દિવસો જાય છે તેમ લોકો હવે શાહીવાદની હુલ્લડો પાછળની આ ગોઝારી રમતને જોતાં થાય છે.

## કોમી હુલ્લડ માટે વળી લશ્કર કેવું?

**પ**ટણાથી પાછા ફર્યા પછી સરદાર પટેલ અને લીયાકતઅલીખાન બન્નેએ એક સાથે વેવેલ પાસે જઈને બિહારમાં વધુ લશ્કરી મદદ આપવાની માગણી કરી. **પણ એ શાહીવાદી દલાલે તો બન્નેને ચોકખું સંભળાવી દીધું કે રમખાણો તો આખા દેશમાં ફેલાયા છે એટલે લશ્કર કાંઈ બધે પહોંચી વળે નહિ.** વળી પંડિત નહેરૂ, સરદાર પટેલ અને લીયાકતઅલી ખાને સરદાર બળદેવસિંહને બિહાર જઈ લશ્કરની વ્યવસ્થા કરવાની વિનંતિ કરી હતી. પરંતુ એ શાહીવાદી યુનિયનિસ્ટ કાંધિયાએ બિહાર આવવાની સાફ ના પાડી દીધી હતી. પણ પાછળથી વાઈસરોયની સુચના પ્રમાણે એ અને જનરલ બુચર પટણા આવ્યા અને તેમણે લશ્કરની વ્યવસ્થા કરી હતી.

**છ**પરાથી પાછા ફર્યા પછી બિહારના વડા પ્રધાને પેટા વિભાગના લશ્કરી અમલદારને લશ્કરી મદદ

આપવાની વિનંતી કરી. અને આ લશ્કરી નોકરશાહે કોંગ્રેસી વડા પ્રધાનને શું જવાબ આપ્યો ? તેણે કહ્યું કે પરિસ્થતિ કાંઇ ૧૯-૪૨ જેટલી ગંભીર થઇ નથી જેથી શહેરી તંત્ર પડી ભાંગે. પરંતુ બાજુમાં ઉભેલા એક પોલિસ અમલદારે વડા પ્રધાનની વાત કબૂલ કરી અને પરિસ્થિતિને કાબુમાં લાવવા માટે પોતાની પોલિસ મોકલવાની ખાતરી આપી.

આમ, લશ્કરી મદદ નહિ મળતાં વડા પ્રધાને રાંચી ગયેલ ગવર્નર પર ટેલિફોન કર્યો. ગવર્નરના સ્ટાફમાંથી કોઇએ ટેલીફોન લઇને જણાવ્યું કે ગવર્નર સાહેબ વિમાન મારફત હમણાં જ મુંબઈ જાય છે. અને તરત જ ટેલિફોન પડતો મૂકયો.

બીજે દિવસે વડા પ્રધાન અને ડો. મહમુદ **રાંચી** ગયા અને એ વિભાગના લશ્કરી અમલદારની મુલાકાત લીધી. અમલદારે મદદ કરવા વચન આપ્યું પરંતુ કયારે અને કેટલી એનો જરા યે ખ્યાલ આપ્યા નહિ. તેણે બંધાઇ પૂર્વક જણાવ્યું કે હુલ્લડનો બહુ સંભવ નથી.

છેવટે માંડ માંડ થોડાક હિંદી સૈનિકો મળ્યા. પણ એ દરમ્યાન તો રમખાણની આગ બીજા વિસ્તારોમાં ફેલાઇ ચુકી હતી.

●

ઉતર બિહારનો પોલિસ ઈન્સપેકટર હુલ્લડો ફાટી નીકળ્યા પછી તા. ર૭ મીએ કારીમોહલ આવ્યો હતો. તેણે મુસ્લિમોને ખાતરી આપી કે પૂરતા પ્રમાણમાં પોલિસની વ્યવસ્થા છે અને ગભરાવાનું કશું જ કારણ નથી. પરંતુ એ ગયો કે તરત જ ૧૦૦૦ ના ટોળાએ આવી મારફાડ શરૂ કરી હતી.

વળી એક મુસ્લિમ અમલદારે મુસ્લિમોને રમખાણ મચાવવા માટે ઉશ્કેર્યા હતા. આ વાત જ્યારે પોલિસના વડાને કરવામાં આવી અને એ મુસ્લિમ અમલદારે 'માફી' માંગી કે તરત જ તે બોલી ઉઠયો— "હશે હવે ગઈ ગુજરી ભૂલી જવા દો."

વળી, **જીલ્લા મેજીસ્ટ્રેટનું વલણ** તો ખુબ જ ગુન્હેગાર હતું. લગભગ એક મહિનાથી વાતાવરણ તંગ બનતું હતું અને હુલ્લડની તૈયારીઓ ચાલતી હતી એ જાણવા છતાં યે નોકરશાહીએ કાંઇ જ પગલાં લીધાં નહોતાં. આથી, રમખાણ ફાટી નીકળ્યું કે તરત રેશની ગ અને મ્યુનિસિપાલીટીનું તંત્ર પડી ભાગ્યું. એક વાર તો સરકારી ગોડાઉનોમાંથી ચોખા પણ મળ્યા નહોતા અને નિરાધારોની છાવણીમાં કોલેરા ફાટી નીકળ્યા હતો.

વળી, **ખ્રિસ્તી મિશનરીઓએ** પણ બ્રિટિશ શાહીવાદની હુલ્લડખોર નીતિને ઠીક ઠીક મદદ કરી હતી !

## નોકરશાહીની જાળમાં બિહારના વડા પ્રધાન

**ત્યારે સનંદી અમલદારો અને** મોટા પોલિસ અમલદારોએ એક હરામખોર ફાંસો ઉભો કરી કોંગ્રેસવાદી લોકોની આંખમાં ધુળ નાખી **એમણે એવું સૂચન કર્યું કે જો નોઆખલીના બનાવોને અટકાવવા લીગ પર દબાણ લાવવામાં નહિ આવે તો બિહારમાં ગમે તે પળે નોઆખલીનું વેર લેવાય એવો સંભવ છે.**

શાહીવાદી નોકરશાહોનું આ સુચન લોકોમાં એટલું તો ફેલાયું કે કોંગ્રેસી વડા પ્રધાન શ્રી કૃષ્ણ સિંહા પણ આ ફાંસામાં

ફસાયા અને તેમણે વેવેલને લખ્યું કે જો બંગાળનાં રમખાણો બંધ નહિ થાય તો બિહારની પરિસ્થિતિ કાબુમાં નહિ રહે. એટલું જ નહિ પણ એ. પી. ના સમાચાર પ્રમાણે સરદાર પટેલે પણ કલકત્તા જતી વખતે આવો જ અભિપ્રાય ઉચ્ચાર્યો હતો.

**પાછળથી આવેલ** લશ્કર અને સશસ્ત્ર પોલિસે સંખ્યાબંધ સ્થળે ગોળીબાર કર્યા છે અને કેટલાએક અહેવાલો પ્રમાણે હુમલાખોર ટોળું વીખેરાઈ ગયા પછી પણ નિર્દોષ લોકો પર જાણી જોઇને ગોળીબાર કરવામાં આવ્યા છે. વળી, ડેપ્યુટી પોલિસ ઈન્સ્પેકટર જનરલ ટેનબ્રુક જે ૧૯૪૨ના કસાઈ તરીકે નામચીન બન્યો છે અને જેની સામે હજીયે કોર્ટમાં કેસ ચાલે છે તેણે બે માઇલ સુધી લોકોની પાછળ દોડીને મશીનગનના અવિચારી હુમલા કર્યા છે એવા સમાચાર મળ્યા છે.

**આમ, બ્રિટિશ શાહીવાદની નીતિ તો સાફ છે: તમે અંદર અંદર લડો તો અમને લાભ છે; પણ અમારી સામે જો તમે માથું ઉંચકશો તો આખાયે હિંદને માટે પણ અમારાં લશ્કરો પુરતાં છે.**

## શાહીવાદના ગોઠિયા

**બી**જી બાજુ, હિંદુ મહાસભા, આર્યસમાજીઓ, નફાખોરો, જમીનદારો વગેરે હમણાં હમણાં કોંગ્રેસવાદી બન્યા છે. એટલું જ નહિ પણ કોંગ્રેસની હાલની નીતિના ઓઠા હેઠળ પોતાના કોમી ઉદ્દેશોને પાર પાડવાનું તેમને સહેલું બન્યું છે. આ કોમી તત્વોએ નોઆખલીનું વેર લેવાની ક્યારની યે બુમરાટ મચાવી હતી. એમાં બિરલા શેઠના કોંગ્રેસવાદી છાપાએ પણ ઝેરી તંત્રીલેખો લખીને એમને મદદ કરી. કોંગ્રેસ અને લીગને હિંદુ અને મુસ્લિમને એક બીજાના દુશ્મનો તરીકે ચીતર્યા. લૂંટ, ખૂન અને આગ પેટાવવાની યોજનાઓ સમજાવતી અસંખ્ય પત્રિકાઓ કાઢવામાં આવી હતી.

છપરા શહેરના નામચીન કાળાં બજારીઆઓએ કોંગ્રેસ સમિતિના કાર્યકરોને પોતાના હાથમાં લીધા હતા. એવી જ રીતે ગયા જીલ્લાના નામચીન જમીનદારોએ ગુંડાઓની ટોળીઓને છરી ચાકા વગેરે ખરીદવા છૂટે હાથે પૈસા આપ્યા હતા. આ રીતે કિસાન–કામદારોના જમીનદાર માલિક સામેના જુવાળને આત્મઘાતી યાદવાસ્થળીમાં પલટી નાખવાની એમની મુરાદ હતી.

**લૂં**ટ, ખૂન અને આગના બનાવોમાં નેતાગીરી ગામનાં ગુંડાઓએ લીધી છે. પ્રમાણિક કોંગ્રેસ અને લીગી જનો કહેતા હતા કે આ નારકી લીલા ભજવવામાં વિરોધી તત્વોનું વિચિત્ર જોડાણ થયું છે. ગામ અને શહેરની કોંગ્રેસ સમિતિઓ હિંદુ મહાસભાવાળાઓ, સંઘરાખોરો અને કાળા બજારીઆઓની સંપૂર્ણ લાગવગ હેઠળ ચાલતી હતી. આઝાદ હિંદ ફોજના કેટલાક અફસરોએ કાલી માતાના નામે અને "દેશ ભકિત"ને નામે લોકોની લાગણીઓને ઉશ્કેરી હતી. ત્યારે છપરા જીલ્લામાં કોંગ્રેસ સમાજવાદી આગેવાનો, આઝાદ હિંદ સ્વયંસેવકો, છાપાંઓ અને મુસ્લિમ નેશનલ ગાર્ડોએ ગુંડાઓ અને લોફરોની સાથે નાલેશીભર્યો ભાગ ભજવ્યો છે. અને આ બધાની પાછળ સનદી અમલદારો, પોલિસ ઈન્સ્પેકટરો વગેરે વફાદાર નોકરશાહોના ગોઝારા હાથો કામ કરી રહ્યા છે.

# ખૂની હેવાનિયતને પડકાર

**બિ**હારની નારકી લીલા વચ્ચેય ગામડે ગામડે માનવતાની જ્યોત જલતી રહી હતી. આઝાદીના ભેખધારી લડવૈયાઓએ કોમી ગાંડપણનો સામનો કર્યો હતો; બહાદુરીથી અને જાનના જોખમે તેમણે ખૂની ગુંડાઓને મારી હઠાવ્યા હતા. આ રીતે અનેક જગાએ તેમણે દેશભક્તિની પ્રાણાલિકાઓને જીવતી રાખી હતી. આ વીર પુરુષોએ દુનિયાને બતાવી આપ્યું કે—જેઓ કહે છે કે આપણે બધા જ પશુ બન્યા છીએ અને આપણી વચ્ચે એકતા જેવું કાંઇ રહ્યું નથી તેઓ જૂઠા છે. હિંદી જનતાનો શાહીવાદ સામેનો સંયુક્ત મોરચો હજી યે ચાલુ છે. એને કોમી આગમાં ડુબાવવાની મુરાદ સેવનારાઓ મૂર્ખ છે.

## મોંઘીરના વીર લખનલાલ

**નવેમ્બરની ૧ લીએ મોંઘીર જીલ્લાના** દક્ષિણ ભાગમાં બે જુદા જુદા સ્થળે કોમી રમખાણો ફાટી નીકળ્યાં હતાં. **બારિઆ સ્ટેશન** પર ઝનુની ટોળાએ બે પેસેન્જર ટ્રેનોને અટકાવી હતી અને કેટલાયે મુસાફરોને છુરીઓ ભોંકી હતી.

થોડી જ વારમાં આજુબાજુનાં ગામડાંઓ લુંટાવા લાગ્યાં. પરંતુ સ્થાનિક કોંગ્રેસ કાર્યકરોની પ્રવૃત્તિ અને મોંઘીર જીલ્લાના **કિસાન સભાના મંત્રી બિ. લખનલાલની** ધગશને પરિણામે તરતજ શાંતિ સ્થપાઈ હતી.

એક સ્થાનિક જમીનદારે ગામલોકને ઉશ્કેરવાનું શરૂ કર્યું; એટલું જ નહિ પણ એક દિવસ તેણે દસથી પંદર ગુંડાઓની ટોળીને એકઠી કરી અને હુમલાની તૈયારી કરવા માંડી. પણ **લખનલાલને** આ જમીનદારની ખૂની તૈયારીઓની ગંધ આવી ગઈ હતી. તરત જ તેઓ એ ગામમાં આવી પહોંચ્યા **અને** ખેડૂતોને એકઠા કર્યા. તેમણે ખેડૂતો આગળ **બ્રિટિશ** શાહીવાદની અને એના જમીનદાર અને નફાખોર કાંધિયાઓની હુલ્લડો પાછળની ઉશ્કેરણીને ઉઘાડી પાડી.

કિસાનોને જમીનદારોની આ ચાલ પૂરેપૂરી સમજાઈ ગઇ. તેઓ શાંતિથી પોતાને ઘરે પાછા ફર્યા. જમીનદારની મુરાદ બર ન આવી. કિસાનોએ એને ચૂપ કરી દીધો હતો.

બીજે દિવસે લખનલાલે પોતાના વિભાગના બચાવનું કામ શરૂ કર્યું. એમણે લાલ વાવટાના લડવૈયા કિસાનોની બચાવ ટુકડીઓ ઉભી કરી દીધી; આજુબાજુનાં ગામડાંઓમાં ફરી આ ટુકડીઓ કિસાનોને કોમી આગનો સામનો કરવાની હાકલ કરતી હતી અને જમીનદારોના ખૂની કાવતરાંઓને લોકો આગળ ખુલ્લા પાડતી હતી. એક દિવસ આમાંની એક ટુકડીને ખૂની ટોળાંનો સામનો કરવાનો આવ્યો. તેણે ટોળાને ખૂબ જ બહાદુરીથી સમજાવીને પાછું વાળ્યું અને તેયાય નામના ગામને લુંટાતું બચાવ્યું.

## બહાદુર કોંગ્રેસ કાર્યકરો

આમ લખનલાલની લાલ ટુકડીઓની સતત ઝુંબેશને કારણે મોંઘીરનો દક્ષિણ

**વિભાગ કાબુમાં આવી ગયો ત્યાં તો દક્ષિણ મોંઘીરના પૂર્વ ભાગમાં અને દક્ષિણ ભાગલપુર જીલ્લાના પશ્ચિમ ભાગમાં હુલ્લડો** ફાટી નીકળ્યાં.

આ વિભાગના સંખ્યાબંધ કોંગ્રેસ જનોએ વીરતાથી કોમી આગને હોલવવાના પ્રયત્નો કર્યા. **શ્રીયુત બનારસી પ્રસાદે** બહાદુર રજપુતોની એક ટુકડી ઉભી કરી અને બે દિવસ સુધી ગારહો અને એની બાજુનાં ગામોનું રક્ષણ કર્યું. તેઓએ એક પછી એક ખૂની ગુંડાઓના હુમલાઓને મારી હઠાવ્યા. **અને લઘુમતિ કોમ પર એટલી તો સુંદર છાપ પાડી કે તેણે આ ગામો છોડવાનું માંડી વાળ્યું. આજે પણ લઘુમતિ કોમ અહિં સહીસલામત છે.**

બીજા કોંગ્રેસી કાર્યકર **શ્રી. રામચરણ મહેતાએ** પોતાના લત્તાનો નિડરતાથી બચાવ કર્યો છે. ખૂની ટોળાએ એમને મારી નાખવાની ધમકી આપી એટલું જ નહિ પણ એમની છાતી સામે ભાલા યે તાંકવામાં આવ્યા. પરંતુ એ વીર પુરૂષ એથી જરા યે ડગ્યા નહિ. એમણે પોતાની ફરજ પૂરેપૂરી બજાવી. તેઓ ફકત પોતાના ગામનું રક્ષણ કરીને જ બેસી રહ્યા નહિ; પરંતુ આજુબાજુનાં ગામોના નિરાશ્રિતોને પણ પોતાના ગામમાં આશરો આપ્યો હતો.

## ગુનોસિંહ અને મહમદઅલી

**તુર્કા સિંગારપુર** ગામ પર હુમલાખોરોએ હલ્લો કર્યો. કેટલાંક ઘરોને આગ પણ લગાડવામાં આવી. આ ગામમાં બે લાલ ઝંડાધારીઓ રહેતા હતા—**શેખ મહમદઅલી અને ગુનોસિંહ.** પરંતુ હુમલો થયો એ વખતે ગુનોસિંહ બહાર ગામ ગયા હતા. **મહમદ અલીએ હુમલાખોરોનો બહાદુરીથી સામનો કર્યો. લોકોએ મહમદઅલીને** ખુબ જ સમજાવ્યા છતાં યે એમણે ગામ છોડવાની સાફ ના પાડી હતી. પરંતુ છેવટે જ્યારે ખૂની ટોળું એમના ઘર ઉપર ધસી આવ્યું ત્યારે પરાણે પણ એમને કુટુંબ સાથે સહિસલામત જગાએ લઈ જવામાં આવ્યા.

આ દરમ્યાન ગુનોસિંહ આવી પહોંચ્યા હતા. એમણે ગામલોકોને બોલાવી કહ્યું કે હુમલાખોરોને બેફામ વર્તવા દઈ તમે કેવી ભયંકર ભૂલ કરી છે અને પછી તેઓ અને ગામલોકો સાથે જઇને મહમદ અલી, એમનું કુટુંબ અને બીજા નિરાધારોને પોતાના ગામમાં પાછા બોલાવી લાવ્યા.

**હવે ગુનોસિંહ અને મહમદઅલીના લાલ સ્વયંવકો દિનરાત ગામનો ચોકી પહેરો કરે છે અને લૂંટાયેલી માલમત્તાને પાછી મેળવવાના પ્રયાસો કરે છે.**

## ભાલા ઉગામ્યા તો પણ...

**લખીસરાઈ** ગામમાં કમ્યુનિસ્ટોની અસર ખૂબ થોડી છે. કોમી વાતાવરણનો લાભ લઇને ગુંડાઓની ટોળીઓએ ખૂની પ્રવૃત્તિઓ શરૂ કરી હતી. મુસલમાનો અને હિંદુઓ જુદા જુદા લત્તાઓમાં વહેંચાઇ ગયા હતા.

એક દિવસ હિંદુ અને મુસ્લિમો બંને હથિયારો લઈને સામસામા આવી ગયા. લોહી રેડાવાને થોડી જ વાર હતી પણ ત્યાં તો કમ્યુનિસ્ટ પાર્ટીની ઓફિસમાંથી **કમ્યુનિસ્ટ નેતા બિ. ભોલા** બહાર ધસી આવ્યા અને ટોળાં વચ્ચે ઉભા રહ્યા. ઉશ્કેરણીખોરોએ ટોળાને બિ. ભોલા ઉપર ઉશ્કેર્યું. એમની સામે ભાલા ઉગામ્યા. પરંતુ બિ.

ભોલા તો મોતને પડકાર કરતા ઉભાજ રહ્યા. એમણે ટોળાને ઉદ્દેશીને કહ્યું કે, 'જો બીજી **કોમના લત્તામાં હુમલો લઈ જવો હોય તો તમારે પહેલાં મને મારવો પડશે.'**

ટોળાનું ઝનૂન આ શબ્દોથી ઉતરી ગયું. કેટલાક લોકોએ બિ. ભોલાને ટેકો આપ્યો. પરંતુ આમ બાજી હાથમાંથી સરી જતી જોઈ ઉશ્કેરણીખોરોનાં પેટમાં તેલ રેડાયું. એમણે અફવા ફેલાવી કે બિ. ભોલાના ગામને લૂંટવામાં આવ્યું છે અને એમના ભાઈની કતલ કરવામાં આવી છે.

બિ. ભોલાએ આ 'સમાચાર' શાંતિથી સાંભળ્યા અને કહ્યું કે "મારે ગામ હું પછીથી જઈશ. પણ અત્યારે તો એક પણ જીંદગીને અહીં કોમી આગમાં હોમાવા નહિ દઉં."

## ગામડાંઓનું રક્ષણ કરતાં લાલ દળો

**કિસાન સભાના સંગઠિત કિસાનોએ બિહારનાં કેટલાં યે ગામડાંઓને કોમી આગમાંથી બચાવી લીધાં છે.**

● ચાનન પરગણું એ કિસાન સભાનો પ્રદેશ છે. આ પ્રદેશ પૂર્વના રમખાણી વિસ્તારોની ખૂબ જ નજીક છે. પરંતુ **અહિંના જુના કમ્યુનિસ્ટ કિસાન કાર્યકર પંડિત કાર્યાનંદ શર્માની આગેવાની હેઠળ લાલ કિસાનોએ લગભગ બે ડઝન ગામડાંઓને સંપૂર્ણપણે લૂંટ અને ખૂનના હુમલાઓથી મુક્ત રાખ્યાં છે.**

● **લક્ષ્મીપુર** ગામના કિસાન કાર્યકર **રામરુપ મહેતાએ** હિંદુ-મુસ્લિમ કિસાનોની બચાવ સમિતિઓ ઉભી કરી છે અને અફવાઓ અને હુલ્લડમાંથી આજુબાજુનાં ગામોને બચાવ્યાં છે.

● **બિલુરી** એ કિસાન સભાનું થાણું છે. અહીંના **કમ્યુનિસ્ટ કાર્યકર્તા ચંદ્રદેવ** કલકત્તાની શણની મિલમાં કામ કરે છે પરંતુ રમખાણો ફાટી નીકળતાં કિસાન સભાએ એમને તાબડતોબ બોલાવી બિલુરી અને બાજુનાં ગામોનું રક્ષણ કરવાની જવાબદારી સોંપી છે. એમણે આખા યે વિસ્તારને કોમી આગથી સાબુત રાખ્યો છે.

● **પકરી બરાવાં થાણા**(ગયા જીલ્લો) ના કમ્યુનિસ્ટ નેતા બિ. વિશ્ણુદેવના ૧૫૦ લાલ રક્ષકો પણ દિનરાત જમીનદારોની ઉશ્કેરણીને ખુલ્લી પાડી રહ્યા છે અને ગામોને સુરક્ષિત રાખી રહ્યા છે.

● **ગયા જીલ્લાના અરવલ થાણામાં બિ. મશૌરી** કેશરીશરણ જેઓ ૧૯૪૨ના લડવૈયા હતા અને પછી કમ્યુનિસ્ટ બન્યા હતા તેઓ આજે આઠ ગામડાંઓનું રક્ષણ કરી રહ્યા છે.

આ માનવ બિરાદરી અને દેશ ભક્તિના ઉજ્જવળ દાખલાઓ દેશને આંતર વિગ્રહની આગમાં હોમનાર બ્રિટિશ શાહીવાદને પડકારે છે.



# 'સ્વાધીનતા'ની હાકલ

**હિંદુસ્તાનના કેટલાયે ભાગોમાં આજે હિંદુ-મુસ્લિમ જનતા કોમી રમખાણોનાં કાળાં વાતાવરણ વચ્ચે રૂંધાઈ રહી છે.** નોઆખલી, સંદ્વિપ, કલકત્તા, મુંબઈ, અમદાવાદ, બિહાર તથા સંયુક્ત પ્રાંતના કેટલા યે વિસ્તારોમાં આમ જનતાનું સામાજિક અને રાજકીય જીવન તથા ધંધો-રોજગાર અસ્તવ્યસ્ત થઇ ગયાં છે. તો બીજી જગાએ જ્યાં હજી હુલ્લડો નથી શરૂ થયાં ત્યાં ભય અને ત્રાસના વાતાવરણ વચ્ચે લોકો પોતાના દિવસો વીતાવે છે. ગમે તે પળે હુલ્લડ ફાટી નીકળવાની ધાસ્તી ફેલાઇ છે.

## નોકરશાહીની 'તટસ્થતા'!

* ત્યારે વાઇસરોય, ગર્વનરો અને એમની ગોરી નોકરશાહી શો ભાગ ભજવી રહી છે? એમની વફાદાર સરકારી નોકરશાહી-લશ્કર, પોલિસ અને બીજા અમલદારો કાંઇ રમખાણો બંધ કરવાનું કામ નથી કરતા; પણ જુદી જુદી રીતોથી હુલ્લડોને ઉશ્કેરવાનું જ કામ કરી રહ્યા છે. બ્રિટિશ શાહીવાદી રાજકર્તાઓએ કોંગ્રેસ અને લીગને એક બીજા સામે ઉશ્કેરી હિંદુ મુસ્લિમ જનતા વચ્ચે દુશ્મનાવટની લાગણીઓ ઉત્તરોત્તર પેદા કરી છે. દરેક ઠેકાણે નોકરશાહીએ કોમી અથડામણની વખતસર બાતમી મળવા છતાં યે આંખ આડા કાન કરીને, 'તટસ્થતા'નો દેખાવ કરીને હુલ્લડોને આગળ વધવા દીધાં છે; એટલું જ નહિ પણ સરકારી અમલદારોએ-ખાસ કરીને પોલિસના જાસુસોએ હિંદુ લત્તામાં મુસ્લિમો સામે, અને મુસ્લિમ લત્તામાં હિંદુઓ સામે ખોટી અફવા અને ઉશ્કેરણી ફેલાવીને હિંદુ કે મુસ્લિમ લઘુમતિ કોમના જાન માલનું ભયંકર નુકશાન કરાવ્યું છે. વળી તેમણે હુલ્લડખોરોની તૈયારીઓને બેફામ આગળ વધવા દીધી છે; ખરા સમાચારોને દાબી દીધા છે; કેટલેક ઠેકાણે પોલિસ લશ્કરની તંગીના બહાના હેઠળ આશરે આવેલા નિરાધારોને કોમી આગમાં હડસેલી મૂક્યા છે. અને આ બધા ઉપરાંત અરાજકતાને "દાબી દેવા"ને નામે નોકરશાહીએ સેંકડો નિર્દોષ માણસોની ધરપકડ કરી છે. **માત્ર બંગાળમાં જ નહિ પણ આખાયે હિંદમાં બ્રિટિશ શાહીવાદની આ નીતિ છે અને એને પરિણામે આજે ફકત એક જ કોમને નહિ પણ બધી ય કોમોને સહન કરવું પડે છે.**

આમ, બ્રિટિશ શાહીવાદ આજે હિંદુ-મુસ્લિમ જનતાના જીવનને ખેદાન મેદાન કરી રહ્યો છે; ત્યારે કોંગ્રેસ અને લીગના નેતાઓએ, બ્રિટિશની આ ચાલને ઓળખીને હિંદુ-મુસ્લિમ જનતાનો બ્રિટિશ શાહીવાદ સામે સંયુક્ત મોરચો રચવાને બદલે, એક બીજા સામે આક્ષેપો કરીને સારીયે હિંદી જનતાના બે ભાગલા પાડયા છે. જોકે તેઓ પોતાનાં ભાષણોમાં બ્રિટિશ શાહીવાદને વખોડે છે છતાં એની સાથે બાંધછોડ કરવા માટે તેઓ તૈયાર રહે છે. અને બ્રિટિશ શાહીવાદ સાથે કોંગ્રેસ અને લીગ જાણે એક બીજાના હરીફ હોય એમ વાત કરે છે. શાહીવાદ આવી પરિસ્થિતિનો લાભ લઈને દેશની હિંદુ-મુસ્લિમ જનતાને એક બીજા સામે ઉશ્કેરે છે. **સંયુક્ત હિંદી**

**જનતાના હાથમાંથી બચવાની શાહીવાદની આ ચાલ છે.**

## સંયુક્ત હડતાળો પાડો

હિંદુ-મુસ્લિમ આમ જનતાને માટે આ કોમી પરિસ્થિતિ આજે અસહ્ય બની છે. શાહીવાદની હુલ્લડની નીતિ સામે એમનાં મનમાં પારાવાર રોષ જાગ્યો છે. આથી જ તો હિંદી કમ્યુનિસ્ટ પાર્ટી **હિંદુ-મુસ્લિમ અવામને આજે હાકલ કરે છે કે—**

● **બ્રિટિશ શાહીવાદની આ ગોઝારી નીતિ સામે તમારો સંયુક્ત વિરોધ જાહેર કરો. હિંદુ અને મુસ્લિમ બન્ને એક સાથે શાહીવાદની હુલ્લડ નીતિને દફનાવવા વિરોધ-દિનો ઉજવો. કમ્યુનિસ્ટ પાર્ટી ટ્રેડ યુનિયનોને, કિસાન સભાઓ ને વિદ્યાર્થી સંસ્થાઓને અને બીજી લોક સંસ્થાઓને વિનંતિ કરે છે કે, ચોક્કસ દિવસ પસંદ કરીને સરકારની રમખાણ નીતિ સામે હિંદુ અને મુસ્લિમોનો સંયુક્ત વિરોધ જાહેર કરો; અને સભાઓ, સરઘસો અને હડતાળો મારફત હિંદુ મુસ્લિમ જનતાનો સંયુક્ત મોરચો રચો.**

**આ હડતાળ કાંઈ કોંગ્રેસની લીગ સામે કે લીગની કોંગ્રેસ સામે નથી; અથવા હિંદુઓની મુસ્લિમો સામે કે મુસ્લિમોની હિંદુઓ સામે નથી. આ તો બ્રિટિશ શાહીવાદ સામે, એની હુલ્લડખોર નીતિ સામે હિંદુ-મુસ્લિમ જનતાની સંયુક્ત હડતાળ છે.** હિંદુ અને મુસ્લિમો પોતાનો મક્કમ નિર્ધાર જાહેર કરે કે-અમે કોઇ પણ જગાએ એક કોમના બીજી કોમ સામેના ત્રાસને ચાલવા દેશું નહિ. અમે હુલ્લડખોરોની સામે એક બનીને ઝઝુમશું. કામદારો કામદારને મારશે નહિ; ખેડૂત ખેડૂતને મારશે નહિ. બીજાના જાનને બચાવવા અમે ફના થઇશું.

## કામદાર-કિસાન વર્ગને માથે મહાન જવાબદારી

**કામદાર અને કિસાન વર્ગે હિંદુ-મુસ્લિમ તમામ જનતાને સ્વમાનથી જીવનનો રાહ ચીંધવાનો છે.** અને એ માત્ર કામદાર અને ખેડૂત ભાઇઓ જ ચીંધી શકે તેમ છે. કલકત્તામાં હુલ્લડ દરમ્યાન એક કોમના મોટા ભાગના માણસો બીજી કોમને દુશ્મનની નજરે જોતા હતા અને જ્યારે કોમી બિરાદરીનો દિવો હોલવાઇ ગયો હતો ત્યારે કલકત્તાના હિંદુ-મુસ્લિમ સંગઠિત કામદારોએ અનેક સ્થળે હિંદુ-મુસ્લિમ એકતાની જ્યોત જલતી રાખી હતી ખુના—મરકી પછી પણ બન્ને કોમના માણસો મિત્રતાના સંબંધોને ભૂલીને અવિશ્વાસના વા વચ્ચે ઘેરાયલા હતા અને એક બહિષ્કાર પોકારતા હતા ત્યારે કામ કોમી એકતાનો રાહ બતાવતા હતા. ( પુર રંગપુર, મિદનાપુર, અને હસ એ હિંદુ—મુસ્લિમ કિસાન કામ બિરાદરીની જ્વલંત જ્યોતો છે.

**હિંદના કામદાર અને ભાઇઓ! હિંદની તમામ હિંદુ-મુ જનતાને આ ભયંકર યાદવાસ્થળ બચાવી લેવા એક તમે જ શક્તિ છો તમે એને બતાવો કે કોમી વચ્ચે પણ હિંદુ-મુસ્લિમ કિસાન દારો ખભેખભા મીલાવીને જીવી શ ને દુશ્મન સામે ઝૂઝી શકે છે.**

---

**શરફ અથર અલીએ, ધી "ન્યુ એજ" પ્રિન્ટીંગ પ્રેસ, ૧૯૦ બી, ખેતવાડી, મેઇન રોડ મુંબઇ ૪ થી છાપી, લોક પ્રકાશન ગૃહ, રાજભુવન, સેન્ડહર્સ્ટ રોડથી પ્રસિદ્ધ કર્યું.**